# ઋતુ-ગીતો

શ્રી જ્ઞાન પ્રસારક મંડળી તરફની વ્યાખ્યાન માળા।

વ્યાખ્યાન છઠું : દષ્ટાંતો દેવાનાં ગીતો :

સર કાવસજી જહાંગીર હોલ : મુંબાઇ.

તા. ૨૮ : ૩ : '૨૬

## વિગત

## ૧ : જોડે રહેજો રાજ !

[ લગ્ન પછીની મધુ-રજનીનું આ સ્નેહગીત ગુજરાતમાં ગવાય છે. ]

જોડે રહેજો રાજ !
ફલાણા ભાઇની ગોરી રે કેવી વહુ
જોડે રહેજો રાજ !

જોડે નહિ રહું રાજ !
શિયાળાની ટાઢ પડે ને
જોડે કેમ રહું રાજ !

જોડે રહેજો રાજ !
ફૂલની [1]પછેડી સાથે રે હો [2]લાડવઇ
જોડે રહેજો રાજ ! —જોડે૦

જોડે નહિ રહું રાજ !
ઉનાળાના તાપ પડે ને
જોડે કેમ રહું રાજ !

જોડે રહેજો રાજ !
ફૂલના પંખા સાથે રે હો લાડવઇ
જોડે રહેજો રાજ ! —જોડે૦

જોડે રહેજો રાજ !
ચોમાસાની [3]ઝડીઓ પડે ને
જોડે કેમ રહું રાજ !

જોડે રહેજો રાજ !
મોતીના [4]મોડીઆ સાથે રે હો લાડવઇ
જોડે રહેજો રાજ ! —જોડે૦

[ રઢીયાળી રાત : ૨ : ૮૧ ]

---

૧. ચાદર ૨. સ્ત્રી ૩. ઝાપટાં. ૪. મુગટ

## ૨ : ચાકરી

આભમાં ઝીણી ઝબૂકે વિજળી રે,
કે ઝીણા ઝરમર વરસે મેહ
ગુલાબી ! કેમ કરી જાશો ચાકરી રે !

ભીંજાય હાથી ને ભીંજાય ઘોડલાં રે,
કે ભીંજાય હાથીનો બેસતલ સૂબો
ગુલાબી ! કેમ કરી જાશો ચાકરી રે—આભમાં૦

ભીંજાય મેડી ને ભીંજાય માળીયાં રે,
કે ભીંજાય મેડીની બેસતલ રાણી
ગુલાબી ! કેમ કરી જાશો ચાકરી રે—આભમાં૦

તમને વા'લી દરબારી ચાકરી રે,
કે અમને વા'લો તમારો જીવ
ગુલાબી ! નૈ જાવા દઉં ચાકરી રે—આભમાં૦

[રઢીયાળી રાત : ૩ : ૩૧]

## ૩ : મારવાડી વર્ષાગીત

[ મારવાડનાં ખેતરોમાં કામ કરતી સ્ત્રીઓ, અચીંતો વરસાદ આવતાં, ટેકરી ઉપર ટોળે વળી ઉભી રહી, આવાં ગીતો ગાતી ગાતી પોતાના ભાઇને બરકતની દુવા મોકલે છે. ]

§

કાળુડી કાળુડી હો બાંધવ મારા ! કાજળીઆરી રેખ,
ધોળી ને ધારાંરો બાંધવ મારા ! મે વરસે.

વરસજે વરસજે હો મેહુડા ! બાવાજી રે દેશ,
[1]જેઠે ને [2]માડીજાયો હળ ખેડે.

વાવજો વાવજો હો બાંધવ મારા ! ડોડાળી જુવાર,
ધોરે ને વવાડો નાના કણુરી બાજરી !

જોતો રે જોતો રે બાંધવ મારા ! હરિયા રે મુગ,
ચારગે ને વવાડો ડોડા એળચી !

નીંદણો નીંદણો હો [3]ભાભજ મારી ! ડોડાળી જુવાર,
ધોરે ને નીંદાવો નાના કણુરી બાજરી !

[4]વૂઠા વૂઠા હો બાંધવ મારા ! આષાઢા હે મેઘ,
દરિયા હે [5]નાદાં ને વળી નાડડી.

[6]ભીને ભીને હો બાંધવ મારા ! બાજરીયો રે બીજ,
બાઇ ને ભીને રે સાવ સોવની.

ભીને ભીને હો બાંધવ મારા ! માથારો પેચ,
ભાભજરો ભીને રે ચૂડો વળી ચૂંદડી.

ભીને ભીને હો બાંધવ મારા ! રેશમીઆરી [7]ડોર,
[8]ગીગો ને ભીને રે [9]થારો પારણું.

નીપજે નીપજે હો બાંધવ મારા ! ડોડાળી જુવાર,
થારે ને [10]વાયોડાં સાચાં મોતી નીપજે !

[ઋતુ-ગીતોના અપ્રકટ સંગ્રહમાંથી]

---

૧. જ્યા  ૨. માએ જન્મેલો (ભાઇ)  ૩. ભાભી.
૪. વરસ્યા.  ૫. નાળાં ને નદી. ૬. ભીંજાય. ૭. દોરી. ૮. દીકરો.
૯. તારો. ૧૦. વાવેલાં.

# ૪ઃ મારવાડી ઋતુ ગીત ઃ (૨)

[ બહેન ઋતુએ ઋતુએ કહેવરાવે છે કે "ભાઇ! મને તેડવા આવ. હું તારે ઘેર આવીને બધાં કામ કરી દઇશ!" પણ ભાઈ તો જૂદાં જૂદાં બ્હાનાં કાઢી બ્હેનને તેડાવવાની ના મોકલે છે.]

§

ઉનાળે આણું મેલજો રે વીરડા!
ઉનાળે કાંતુ કાંતણું.

કાંતશે મારા ઘરડાની નાર મારી બેનડી!
તમે તે રેજો સાસરે.

શિયાળે આણું મેલજો રે વીરડા!
શિયાળે સાંધુ સાંધણું.

સાંધશે મારા ઘરડાની નાર મારી બેનડી!
તમે તમારે સાસરે.

વરસાળે આણું મેલજો રે વીરડા!
વરસાળે ખોદુ [1]જૂઠડાં.

ખોદશે મારા ઘરડાની નાર મારી બેનડી!
તમે તમારે સાસરે.

પીયરનાં [2]ઝાડખાં દેખાડો મારા વીરડા!
એણી ઝાડખડે હીંચતાં!

[3]અતર રે દખણની [4]વાવળ રે આવી
વાવળે રોળાઇ ગ્યાં ઝાડખાં!

---

1. ડાભનું ઘાસ ખેતરમાંથી નીંદી દઈશ.
2. ઝાડવાં 3. ઉત્તર દક્ષિણ. 4. વાવાઝોડું.

પીયરની વાટડી દેખાડો મારા વીરડા!
એણી વાટડીએ હીંડતાં
એણી વાટડીએ બેસતાં!

અતર દખણના મેહૂલા રે આવ્યા,
મેહૂલે રોળાઇ ગી' વાટડી!
પાણીડે રોળાઈ ગી' વાટડી!

મરૂં તો સરજું ઉડણ ચરકલી,
જાઇ બેસું રે વીરાને ઓશીસે!
જાઇ બેસું રે વીરાને ટોડલે!

મરૂં તો સરજું કૂવાનો પથરો,
માથે ધોવે રે વીરડો ધોતીયાં!

['ઋતુ ગીત'ના અપ્રકટ સંગ્રહમાંથી]

## ૫ : વાલાજી!

કારતક મહિને મેલી ચાલ્યા કંથ રે વાલાજી,
આ પ્રીતલડી તોડીને ચાલ્યા પંથ મારા વાલાજી!

[૧]માગશર મહિને મુજને નો કહી વાત રે વાલાજી,
આ આવડલી ને રીસ ન કરીએ નાથ મારા વાલાજી!

પોષ મહિને પડિયા મુજને શોષ રે વાલાજી,
આ જોશીડા તેડાવો જોવે જોશ મારા વાલાજી!

---

૧ પાઠાન્તરો :
માગશર મહિને મેં નથી કીધી વાતું રે વાલમજી!
આ સુના રે ગોકુળમાં નથી રેવાતું મારા વાલમજી!

માગશર મહિને મંદિર ખાવા ધાય રે વાલાજી,
આ એકલડી દાસીના દિન કેમ જાય મારા વાલાજી!

ભાઇ જોશીડા! જોજે રૂડા જોશ રે વાલાજી,
આ કે'જે મારા કરમડીઆના દોષ મારા વાલાજી!

મહા મહિનાની ટાઢચું મુજને વાય રે વાલાજી,
આ હેમાળો હલકયો ને કેમ રે'વાય મારા વાલાજી!

[2]ફાગણ મહિને ફેર ફરે છે હોળી રે વાલાજી,
આ ફળીઆની પડોશણ રંગમાં રોળી મારા વાલાજી!

ચૈતર મહિને ચિત્ત કરે છે ચાળા રે વાલાજી,
આ ઘેર પધારો મોહન મોરલીવાળા મારા વાલાજી!

વૈશાખે કૈં વનસપતિ બહુ પાકી રે વાલાજી,
આ પાકી છે કાંઇ દાડમડી ને દ્રાખ મારા વાલાજી!

જેઠ મહિને જઇ બેઠા છો ઠેઠ રે વાલાજી,
આ ઠેઠ જઇને ભર નીંદરમાં સૂતા મારા વાલાજી!

આષાઢીલા ઘમઘોર્યા આકાશ રે વાલાજી,
આ વાદળડીમાં વીજ કરે ચમકાર મારા વાલાજી!

શ્રાવણ મહિને સડવડ દડવડ વરસે રે વાલાજી,
આ નદીયુંમાં કંઇ છલકે બોળાં નીર મારા વાલાજી!

ભાદરવે તો ભરદરિયે હું ડૂબી રે વાલાજી,
આ કંથ વિના કર ઝાલી કોણ ઉગારે મારા વાલાજી!

આસો માસે આવેલી દીવાળી રે મારા વાલાજી,
આ તમ કાજે હું સેવ વણું સુંવાળી મારા વાલાજી!

મેં જાણ્યું જે ઉજળું એટલું દૂધ રે વાલાજી,
આ જાતે ને જનમારે માંડયાં જૂદ્ધ મારા વાલાજી!

---

૨. ફાગણ શુદ પુનમની સાંજે હોળી ચેતાવાય છે. તેની આસપાસ લોકો પાણી નાખતા ફેરા કરે છે.

મેં જાણ્યું જે લીલા એટલા મગડા રે વાલાજી,
આ જાતે ને જન્મારે માંડયા ઝગડા મારા વાલાજી !

કાંતું છું પણ નથી દેખતી સૂતર રે વાલાજી,
આ ઘેર પધારો સાસુડીના પૂતર મારા વાલાજી !

રાંધું છું પણ નથી દેખતી તાપ રે વાલાજી,
આ ઘેર પધારો છોરૂડાંના બાપ મારા વાલાજી !

નથી લખ્યો એક કાગળીયાનો કટકો રે વાલાજી,
આ શીદ રાખ્યો છે દિલમાં અવડો ખટકો મારા વાલાજી !

સમદરિયા તું શીદ ભર્યો છો ખારો રે વાલાજી,
નથી ઉતરવા કેરો એકે આરો મારા વાલાજી !

---

* 'કાવ્ય દોહન ભા. ૨'ની અંદર "વાલાજીના મહિના" નામનું કવિ શોભણદાસે રચેલું લાંબું જે ઋતુગીત છે, તેનો જ અપભ્રંશ બની ગએલું આ 'વાલાજી'નું ગીત જણાય છે; અથવા કદાચ આ ગીત અસલ લોકગીત હોય અને તેની બબ્બે પંક્તિઓ ઉપાડીને કવિ શોભણદાસે પ્રત્યેક વર્ણનની સાત સાત કડીઓ પૂર્તી રૂપે રચી હોય.

## ૬ : મેહ જેઠવો અને ઉજળી : દુહા

[ આભપરા પહાડ ઉપર ધૂમલી નગરનો રાજા મેહ જેઠવો : અને ચારણ-કન્યા ઉજળી : વરસાદમાં ભીંજાઇને બેહોશ બનેલા એ રાજાને ઉજળીએ પોતાના દેહની હુંફ આપી જંગલમાં જીવતો કરેલો. બદલામાં એણે રાજા સાથે પરણવા માગ્યું. રજપૂતને ચારણ-કન્યા મા બ્હેન સમાન ગણાય, તેથી રાજાએ ના પાડેલી. ઉજળી ઝૂરતી રહે છે.]

§

કારતક મહિના માંય, સહુને શિયાળો સાંભરે;
ટાઢડીયું તન માંય, ઓઢણુ દે આભપરા-ધણી !

માગશરમાં માનવ તણા સરખા એક જ શ્વાસ,
(ઇ) વાતુંનો વિશવાસ જાણ્યું કરશે જેઠવો !

પોષ મહિનાની પ્રીત જાણ્યું કરશે જેઠવો
રાણા ! રાખો રીત બોલ દઇ બરડા–ધણી !

માહે પરણે માનવી મૂશકે ત્રંબાળુ ઢોલ,
લગન ચોખાં લઇ વધાવું વેણુના ધણી !

ફાગણુ માસે ફૂલ લાગે સૌ સોહામણાં
(એનાં) મોંઘાં થાતાં મૂલ વિજોગે વેણુના ધણી !

ચૈતર માસે [1]શેહ ડોલરિયા ! દઇએં નહિ,
ખાંતે ખબરૂં લે ! વિજોગણુની વેણુ–ધણી !

વૈશાખે વનમાંય આંબે શાખું ઉતરે,
તમ વ્હોણી કરમાય વિજોગે વેણુના ધણી !

ઉનાળાના! અમેં લાંબા દિ' લેવાય નહિ,
તનડાં દઇ તમે જીવતાં રાખો જેઠવા !

જેઠ વસમો જાય (તેનો) ધોખો કાંઇ ધરીએ નહિ,
અષાઢ ઉતરી જાય (તો) વમાસું વેણુના ધણી !

અષાઢ કોરો ઉતર્યો મચળ [2]પતળ્યો મે !
તનમાં ટાઢક દે ! જીવન [3]લાંભે જેઠવા !

શ્રાવણુ મહિનો સાબદો જેમ તેમ કાઢયો જેહ,
તમ વણુ મરશું મેહ ! ભેળાં રાખો ભાણુના !

---

૧ દગો ૨ છટકી ગયો. ૩ લંબાય.

હાથી [1]પૂંછલેલ હોય, એને કેમ ઉઠાડિયેં !
જુગતે વિચારી જોય ! ભાદરવો જાય ભાણુના !

આસો મહિનાની અમે રાણુ ! લાલચ રાખીએં,
ત્રોડી નીસર્યા તમે, જીવ્યું નો જાય જેઠવા !

[રા. કહાનજી ધર્મસિંહના 'કાઠીઆવાડી સાહિત્ય'માંથી]

---

૧ કમજોર

## ૭ : કૃષ્ણ-ગોપીની બારમાસી : (૧)

[ જીવણ રોહડીઆ નામના ચારણે આશરે સો વર્ષ પર રચેલું: બારમાંથી ત્રણ જ માસ આંહી લીધેલા છે. ]

૧

ધર આષાઢ ધડુકિયો મોરે કિયો મલાર;
રાધા માધા સંભરે જદુપતિ જગ ભરથાર.

ખળહળ વાદળિયાં વચ્ચે, વીજળિયાં ઝળકંત,
રાધા માધા કંથ વિણુ, ખણુ નવ રીયે ખસંત.

૧. ધરતી પર આષાઢ મહિનો ગાજ્યો. મોરલા મલાર રાગ ગાવા લાગ્યા. તે વખતે રાધાને યાદવોના સ્વામી, જગતના ધણી માધવ (કૃષ્ણ) સાંભરે છે.

*ઉછળતી વાદળીઓ વચ્ચે વિજળી ચળકે છે. તે વખતે રાધાને માધવ વિના ક્ષણ પણ ખસતા (વેગળા) રહેવું ગમતું નથી.

વ્રજમાં આવો ! વાંસળી વગાડો જી ! પ્યાસ બુઝાવો જી ! રાસ રમાડો જી !

[ ગજગત છંદ ]

વ્રજ વહી આવણાં જી ! કે વંસ વજાવણાં !
પ્યાસ બુઝાવણાં જી ! કે રાસ રમાવણાં !

રંગ રાસ રત ખટ માસ રમણા પિયા ! પ્યાસ બુઝાવણા !
આષાઢ ઝરણાં ઝરે અંબર, તપે તન તરૂણી તણાં;
વિરહણી નેણાં વહે વરણાં, ગિયણ વિરહી ગાવણા !
આખંત રાધા, નેહ-બાધા ! વ્રજે માધા ! આવણાં.

* * *

૨

આસો અવધીઆ જી ! કે આશા વદ્ધિયા,
થે નવ નદ્ધિઆ જી ! કે આવ્ય અવદ્ધિયા.

આવિયા આસો, અવધ આવી, સરવ નવ નધ સાંપજી,
ઉતરે શરદ, હેમંત આવી, પ્રભુ નાયા પિયુજી !
જળ કમળ છાયાં, નંદજાયા ! ભાવનંદન ભામણાં,
આખંત રાધા, નેહ બાધા, વ્રજે માધા ! આવણાં.

× × ×

૨. આસો માસની અવધિ આવી. મારી આશા વધી. અનાજ વગેરે નવે નિધિની બરકત થઇ. શરદ ઋતુ ઉતરીને હેમંત બેઠી. છતાં હજુ પ્રભુ કૃષ્ણ ન આવ્યા. જળ ઉપર કમળ છવાઇ ગયાં. હે નંદના પુત્ર ! તમારાં વારણાં લઉં છું. આવો, આવો !

*હે છ ઋતુના રાસ રમનાર પ્રિયતમ ! પ્યાસ બુઝાવો ! આકાશે આષાઢ ઝરે છે, છતાં મુજ-તરૂણીનાં શરીર તપે છે. વિરહી સ્ત્રીને નેત્રે વારિ (પાણી) વહે છે. હે વિરહ-ગીત ગવડાવનારા ! રાધા કહે છે કે હે સ્નેહમાં બાંધનાર માધવ ! વ્રજમાં આવો ! જી આવો !

૩

અંબા મોરીઆ જી ! કે કેસુ ફોરીઆ,
ચિત્ત ચકોરીઆ જી ! કે ફાગણ ફોરીઆ.

ફોરીઆ ફાગણ, પવન ફરહર, મહુ અંબા મોરીઆ,
ઘણ રાગ ઘર ઘર ફાગ ગાવે, જુટે પવ્વન જોરીયા,

ગલાલ ઝોળી, રમત હોળી, રંગ ગોપ રમાવણા.
આખંત રાધા, નેહ–બાધા, મર્જી માધા ! આવણાં.

[ ઋતુ–ગીતોના અપ્રકટ સંગ્રહમાંથી ]

૩. આંબાને મ્હોર (મંજરી) આવેલ છે. કેસૂડાં કોળ્યાં છે. ચિત્ત મારૂં ચંચળ બન્યું છે. એવો ફાગણ મહિનો ખુશબો થકી ફોરી રહ્યો છે. પવન ફુંકે છે. મહૂડાં ને આંબા મ્હોર્યા છે. ઘેરે ઘેરે ઘણા રાગે ફાગ (વસંત–ગીત) ગવાય છે. પવન જોરથી ફુંકે છે. ગુલાલની ઝોળી ભરી ભરી હોળી રમાય છે. હે ગોપ લોકોને રંગે રમાડનારા ! આવો !

## ૮ : કૃષ્ણ–રાધાની બારમાસી (૨)

[ ૫૦ વર્ષ પૂર્વે ભૂરા નામના મીરે રચેલ.]

[છંદુ–દોમળીઆ]

૧

વિનતા તમને વિનવે, નહિ નેઠો કે નેટ
એક વાર માધા આવજો ! જબદી આયો જેઠ.

અબ જેઠ આયો, લ્હેર લાયો, ચંત ચાયો શામને,
જદુવંસ જાયો, નાથ નાયો, કેણ કહાયો કાનને.
વન વેણુ વાતાં, રંગ રાતાં, ગોપ ગાતા ગ્યાનમેં,
ભરપૂર જોબન માંય ભામન કહે રાધા કાનને !

× × ×

૧. વનિતા (સ્ત્રી) તમને વિનવે છે કે તમારો પત્તો કેમ નથી ! હે માધવ એક વાર આવો ! જેઠ મહિનો આવ્યો, લ્હેર લાવ્યો. ચિત્ત સ્વામીને ચાહે છે. પણ યદુવંશનો પુત્ર સંદેશો કહાવ્યો તો પણ ન આવ્યો. વનમાં વેણુ (બંસી) વગાડતાં, અને રાતે રંગે શોભતા ગોપ લોકો જ્ઞાનના ગીત ગાય છે. ભરપૂર જુવાનીમાં આવેલી ભામિની (રાધા) કૃષ્ણને કહેવરાવે છે.

અબળા અરજી [1]આખવે, ખૂબ રાધા મન ખંત
નેણે ધારા નિરઝરે, ચૈતર લાગ્યો [2]ચંત

ચૈતરે સામી ! [3]ગરૂડગામી ! [4]અંત્રજામી ! આવીયેં,
ઘર [5]ગિરધારણ ! [6]કંસ મારણ ! [7]ધેન ચારણ ![8]ધાઇએં;
બળભદ્ર બાળા ! છોગલાળા ! વારી કાના ! [9]વાનને
ભરપૂર જોબન માંય ભામન કહે રાધા કાનને.

૧. મોકલે. ૨. ચિંતા. ૩. ગરૂડ પર ચડનાર. ૪. અંતર્યામી. ૫. ગોવર્ધન પહાડને ઉચકનાર ૬. કંસ રાજાને મારનાર. ૭. ગાય ચારનાર. ૮. દોડો. ૯ રંગ (શરીરનો)

શણગાર પેરી શોભતા, ગીત ઘરોઘર ગાય,
તોરણ બાંધ્યાં [1]અંબતણ, મોહકારી માહ માંય.

માહ મોહકારી, જાય ભારી, નમું નારી નેહથી,
સેંથો સમારી, [2]વેણ સારી વારી વારી [3]વ્રેહથી;
મોજે સમાથણ, હાલી [4]હાથણ, સરવ [5]સાથણ, સાનને
ભરપૂર જોબન માંય ભામન કહે રાધા કાનને.

× × ×

૧. આંબાનાં પાંદડાંનાં. ૨. માથાના વાળની વેણી. ૩. વિરહથી. ૪. હાથણી. ૫. સહીયરો.

## ૯ : મિત્ર–વિરહની બારમાસી

[ જાંબુ નામે ગામના ચારણ વીસળના મૃત્યુ પર કીડી ગામના મીર કાના મનજી હદીઆએ રચેલું : એકસો વર્ષ પહેલાં. બારમાંથી ફક્ત પાંચ જ માસ આંહી લીધા છે. ]

૧

મહેકે મોરાં ગરવરે, સજે વાદળ સામાઢ
ઘર ઉપર જાંબુ ધણી ! આઇ રત આષાઢ.

આષાઢ આયા, મન ભાયા, રંક રાયા રાજી યે,
કામની નીલા પેર્યં કચવા, સઘણુરા દિન સાજી યે;
મગ-વરણુ ધરતી, તરણુ મેમંત, કોયણુ ઉગાવો કરે,
જસ-લિયણુ તણુ રત માલજામં-સતન વીસળ સંભરે !

૧. ગિરિવરો પર મોર બોલે છે. વાદળ શોભા સજે છે. હે જાંબુ ગામના ધણી વીસળ ! ધરતી પર આષાઢની ઋતુ આવી.

આષાઢ આવ્યો. મનને ગમ્યો. રાય રંક સહુ રાજી થયા. સ્ત્રીઓ નીલા કંચન પહેરીને તહેવારોના દિવસે શોભવા લાગી. ધરતી મગ-વરણી (લીલી) થઇ ગઇ. તૃણુ ઉગ્યાં. અનાજના કોંટા ફુટયા. એવી ઋતુમાં હે યશ લેનાર માલા જામના સુત વીસળ ! તું મને સાંભરે છે.

૨

શવ-પૂજા ઘસિયે ચંદણુ, જપે જાપ વ્રપ જોય;
કેસરરી આડ લલાટ કર, શ્રાવણુરા દન સોય.

છલત શ્રાવણુ, મલત છાયા, વલત નીલી વેલડી,
બાપયા બોલત મોર બનવા, ધ્યાન રાખત ઢેલડી;
પ્રસ-નાર નાવત, કરત પૂજા, ધ્યાન શંકરસેં ધરે
જસ-લિયણુ૦................

૨. શિવની પૂજા થાય છે. ચંદન ઘસાય છે. વિપ્રો (બ્રાહ્મણો) જાપ જપે છે. કપાળે કેસરની આડ્ય (તિલક) કરે છે. એમ શ્રાવણુના દિવસો શોભે છે.

શ્રાવણુ છલકે છે. (વાદળાંની) છાયા મળે છે, લીલી વેલડીઓ વળે છે. બપૈયા ને મોર વનમાં બોલે છે. તેનું ઢેલડીઓ ધ્યાન રાખે છે. પુરૂષ-સ્ત્રીઓ ન્હાય છે. પૂજા કરે છે. શંકરનું ધ્યાન ધરે છે. એવી ઋતુમાં હે યશ લેનાર.........તું મને સાંભરે છે.

૩

દઘકૂલાં બાજે ડમર, કંગાં બંગાં કવળાશ,
વીજ ઝબાકે ચહુ વળે, મેમંત ભાદ્રવ માસ.

પે–પન્ન ભાદ્રવ માસ પ્રઘળા વહે પચરંગ વાદળાં
ગડહુડડડ ઘણુણુણુ અંબર ગાજત, શિખર અતરં શામળાં;
છલકત્ત નદીયાં, ભર્યાં સરવર, ઝરે નિઝરણુ ગરવરે,
જસ–લિયણુ૦...........

\+ \+ \+

૩. દૂધફૂલીયાં (નાનાં) કુંડાંનો ડમ્મર વાગે છે. કાગડા ને બગલાં કૈલાસ ગયાં છે. ચોપાસ વીજળી ચળકે છે. એવો મહિમાવંત ભાદરવો માસ આવ્યો.

પય (પાણી)થી ભરપૂર ભાદરવો માસ : એમાં પચરંગી વાદળાં વહે છે. આકાશમાં ગડેટાટ ને ઘણેણાટ થાય છે. ઉત્તર દિશાનાં શિખર શ્યામ થઈ ગયાં છે. નદીઓ છલકે છે. સરોવર ભરપૂર છે. ગિરિઓ પરથી પાણી ઝરે છે. એ ઋતુમાં...........

૪

વેઢ કડાં નંગ વીંટીયું, ડોળ પતશ્શા ડીલ,
મગશરરા રંગ માણવા, જગ આવો જાશીલ !

મગશર મદભર શાક મદવો, પિયે જામં લખપતિ,
હીલોળ જાડા ભાઇ હેંથટ, પાત્રજાદાં પ્રાપતી.
કસ જીણુ તરિયાં, ભડાં કંગલ, દાહ–રાખણુ મન ડરે,
જસ–લિયણુ૦...........

૪. માગસર આવ્યો. રાજા પાદશાહો અંગ પર વેઢ, વીંટી ને કડાંના શણગાર કરે છે. એવા માગશરના રંગ માણવા તમે જગત પર આવો હે જશવાળા !

લખપતિ રાજાઓ માગશર માસે મદમાતા બનીને સૂરાની પ્યાલીઓ પીએ છે. બાઇબંધોનું જૂથ મળીને આનંદ કરે છે. યાચક લોકોને બક્ષિસોની પ્રાપ્તિ થાય છે. ઘોડા ઉપર જીન કસકસે છે, ને શૂરવીરો શરીર પર બખ્તર બાંધે છે. આવી તૈયારી થતાં ખાર રાખનારા (શત્રુઓ) દિલમાં ડરે છે. એવી ઋતુમાં...........

લખ પરણે ચોખાં લગન, થીયે અણુંદ ઉછાહ,
ગહકે સોળા ગાવીયે, મા મહિને વિમાહ.

વિમાહ થે બળરાહવાળા ગહક સોળા ગાવિયં,
શરણાઇ નોબત ઢોલ સરવાં સધણુ ઘરતાં સેવિયં;
હોમંત જવ–તલ કંકણુ હાથે, કવેસર ગાહન કરે,
જસ–લિયણુ૦...........

૫. લાખો માણસો ચોકખાં લગ્ન લઇને પરણે છે. આનંદના ઉત્સવ થાય છે. સ્ત્રીઓ ગહેકતી ગહેકતી લગ્ન–ગીતો ગાય છે. મહા મહિને વિવાહ થાય છે.

એવા વિવાહ બહિરાજાની વિધિ મુજબ ચાલી રહ્યા છે. ગીતો ગવાય છે. શરણાઇ, નોબત. ઢોલ વગેરે વાજીંત્રો વાગે છે. પુરૂષો સ્ત્રીઓ સહીત ઘેર આવે છે. કંકણુવાળા હાથે માતાઓ લગ્ન–વેદી પર જવ ને તલ હોમે છે. કવિઓ ગાયન ગાય છે. એ સમયે...........

૬

રોહણુ જાંબુ રામળાં, ધજ ખાંડું ગળ ધ્રાખ,
પેટીરી મશરી પડે. શાખ ગળે વહોશાખ.

વૈશાખ મહિને વાહ વાયા, અંબ આયા અધ્ધળા,
લેલૂંબ દાડમ તસા લીંબુ, પાનવાડી પ્રધ્ધળા;
નખત્રેત ભરણી વડા નખતર, ધૂપ રોહણુ તપ ધરે,
જસ લિયણુ૦..................

[ઋતુ–ગીતોના અપ્રકટ સંગ્રહમાંથી]

૬. વૈશાખ આવ્યો : રોણીયાં, જાંબુડાં, રાવળાં વગેરે ફળો પાકયાં. ઉંચી ખાંડ જેવી ગળી દ્રાક્ષ પાકી. પેટીની મિસરી પડવા લાગી. વૈશાખે કેરીની સાખો પાકી ગઇ.

એવા વૈશાખે વાયુ વાયા. આંબાને અઢળક કેરી આવી. દાડમ અને લીંબુના ફાલથી ફૂલવાડીઓ લચી પડી. મોટા ભરણી નક્ષત્રમાં સખ્ત તાપ પડે છે. દિવસો તપે છે. એવી ઋતુમાં........

---

મુદ્રક અને પ્રકાશક–અમૃતલાલ દલપતભાઇ શેઠ, સૌરાષ્ટ્ર મુદ્રણાલય, રાણપુર.